પ્રાથમિક શાળાના —
— બીજા ધોરણ માટે.

આપોઆપ બુદ્ધિ ખીલવવાનું સાધન.

# મુખગણિત શિક્ષક. ભાગ ૩.

રચનાર—
છગનલાલ મોતીરામ શાહ.
"ભૂગોળ શિક્ષક" વગેરેના કર્તા.
શાહપોર—સુરત.



કિંમત રૂ. ૦-૧-૬.

દેશીરાજ્યોમાં ટેક્સ્ટ બુકસ, ઈનામ અને લાયબ્રેરી
માટે મંજુર થએલો અને કેળવણીખાતાના અધિકારી
સાહેબો તેમજ વિદ્વાન સદ્ગૃહસ્થોના ઉત્તમ
સર્ટિફિકેટ પામેલો.

પ્રાથમિકશાળાના બીજા ધોરણનો

# મુખગણિત શિક્ષક, ભાગ ૩.


રચનાર, છગનલાલ મોતીરામ શાહ.

શાહપોર-સુરત.



પ્રસિદ્ધ કર્તા—છગનલાલ મોતીરામ શાહ.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર-સુરત.

નવી સુધારેલી વધારેલી આવૃત્તિ ૪ થી પ્રત ૩૩૦૦

છાપનાર—પ્રભુશંકર નરભેરામ વ્યાસ.

છાપવાનું ઠેકાણું—"સુરત જૈન" એનજીન પ્રીન્ટીંગ પ્રેસ
ખપાટીઆ ચકલા-સુરત.





સંવત ૧૯૭૩ સને ૧૯૧૭

કિંમત રૂ. ૦-૧-૬

# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.

---

આ ચોથી આવૃત્તિ પુષ્કળ સુધારા વધારા સાથે બહાર પાડી છે. આશા છે કે વધારે ફળપ્રદ થઇ પડશે.

પહેલી આવૃત્તિને માટે કેળવણીખાતાના અધિકારી સાહેબોએ અને વિદ્વાન સદ્‌ગૃહસ્થોએ પોતાના અભિપ્રાયો મોકલેલા તેમનો તેમજ જે જે દેશીરાજ્યોએ મંજુર કરેલા છે તેમનો ખરા અંતઃકરણપૂર્વક આભાર માનવાની તક લઉં છું.

શાહપોર-સુરત
તા. ૨૩-૧-૧૭

લી૦ સેવક
છગનલાલ મોતીરામ શાહ.

---

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

નવા બીજા ધોરણમાં મુખગણિતનો અભ્યાસક્રમ કેળવણી ખાતાએ નીચે પ્રમાણે ઠરાવ્યો છે.

"પહેલા બે વર્ષ માટે મુકરર કરેલા આંક અને ધાતને લગતા સવાલ આવે એવું "મુખગણિત."

ઉપરનો કોર્સ લક્ષમાં રાખી આ બુકમાં પહેલા ધોરણમાં શીખવાએલા અગિઆરા, એકત્રીસા, પાયા, અડધા, દોઢા અને અઢીઆના આંકનો સંપૂર્ણ વ્યાવહારિક ઉપયોગ આપ્યો છે. બાળવર્ગમાં શીખવાએલા ૧૦×૧૦ સુધીના આંકનો ઉપયોગ પહેલા ધોરણના 'મુખગણિત શિક્ષક'માં સવિસ્તર આપેલો હોવાથી આમાં તે પૃથક્ આપ્યો નથી, છતાં છેલ્લુ પરચુરણ હિસાબોનું મનોયત્ન આપ્યું છે, તેમાં પુનરાવર્ત્તન દાખલ ૧૦×૧૦ સુધીના આંકનો ઉપયોગ કરવો પડે એવા પ્રશ્નો આપવામાં આવ્યા છે.

પ્રશ્નોમાં વ્યાવહારિકતા અને વિવિધતા લાવવા તરફ પુષ્કળ ધ્યાન રાખ્યું છે. તે પર શિક્ષકો લક્ષ રાખી આપેલા તમામ હિસાબો પગથીઆવાર શિષ્યો પાસે છોડાવશે અને પોતે તેવીજ શૈલીના નવા પ્રશ્નો ઉપજાવી પૂછશે, તો અવશ્ય આંકના શિક્ષણનો હેતુ સફળ થશે.

પહેલા ધોરણમાં ચલણી નાણાંની ધાત શીખવેલી છે, તેનો ઉપયોગ થાય એવા પ્રશ્નોનો એક જુદોજ વિભાગ આપવામાં આવ્યો છે;—ઉપરાંત બીજા ધોરણમાં શીખવવાની શેરની અને મણની ધાતો ઉલટ સુલટ અનેક રીતે આપી છે, તથા પોણાં અને સવાયાના આંક પણ સાથે સાથે આપી દીધા છે, એટલુંજ નહિ, પણ દોઢા સાથે પોણાંનો, અને અઢીઆં સાથે સવાયાનો સંબંધ જોડાય તેવાં પલાખાં જુદાં આપ્યાં છે, તેનો શિક્ષક જો બરાબર ઉપયોગ કરશે તો અપૂર્ણાંક આંકો જે બાળકોને શીખવા અઘરા પડે છે તે સરળ થશે.

છેવટે સુશિક્ષણના નિયમ પ્રમાણે આખા વિષયના પુનરાવર્તન રૂપ પરચુરણ હિસાબોનું મનોયત્ન આપ્યું છે. એજ

શાહપોર-સુરત.
તા. ૧૨-૬-૧૪

લિ૦ સેવક,
છગનલાલ મોતીરામ શાહ.

આપોઆપ બુદ્ધિ ખીલવવાનું શ્રેષ્ઠ સાધન !!!

# "મુખગણિત શિક્ષક" જ છે કારણ ?

ઉત્તમ સર્ટિફિકેટ મળેલાં છે. નામ તેવું કામ છે.

વાપરી ખાત્રી કરો.

## સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાના

# "ભૂગોળ શિક્ષક" વિષે વિદ્વાનો શું કહે છે ?

## રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રીવેદી બી. એ.

પ્રે. રા. ટ્રે. કોલેજના માજિ પ્રિન્સિપાલ સાહેબ.

પોતાના તા. ૨૨–૬–૧૫ના પત્રમાં લખે છે કેઃ—

"તમોએ મોકલેલું સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાનો "ભૂગોળ શિક્ષક" નામનું પુસ્તક જોઇ ગયો છું સુરત શહેરની ભૂગોળ શીખવવામાં શિક્ષકોને તે ઉપયોગી થઈ પડશે"

## રા. રા. ચુનીલાલ ઘેલાભાઈ શાહ.

સાર્વજનિક હાઇસ્કૂલના હેડમાસ્તર સાહેબ.

પોતાના તા. ૨૫–૯–૧૫ના પત્રમાં લખે છે કેઃ—

"તમારી 'ભુગોળ'ની ચોપડી (સુરત શહેર તથા ચોર્યાસી તાલુકાના ભૂગોળ(શિક્ષક')માં શહેરની જાણવાજોગ વિગતો અને સ્થળોનો સારો સંગ્રહ કરવામા આવ્યો છે. પરીક્ષા વખતે તમારી ચોપડી વિદ્યાર્થીઓને ઘણી ઉપયોગી થઈ પડશે."



કર્તા–છગનલાલ મોતીરામ શાહ. શાહપોર–સુરત.

# પૂર્ણાંક તથા આણપાણના સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર કરવાની સહેલી રીતો.



૧) કોઇ રકમમાં ૧૦, ૨૦, ૩૦, વગેરે પુરા દશક ઉમેરવા અથવા બાદ કરવા હોય તો દશકમાં ૧, ૨, ૩, વગેરે ઉમેરવા અથવા બાદ કરવા. ૭૨+૪૦=૧૧૨. ૭૨−૪૦=૩૨.

૨) કોઇ રકમમાં પુરા દશકથી વધારે ઉમેરવા અથવા બાદ કરવા હોય તો પહેલી રકમમાં પહેલાં પુરા દશક ઉમેરવા અથવા બાદ કરવા અને પછી વધારાના ઉમેરવા અથવા બાદ કરવા. જેમકે.
૫૨+૨૫=૫૨+૨૦+૫=૭૭. ૫૨−૨૫=૫૨−૨૦=૩૨−૫=૨૭
અથવા (૫૨−૨૦−૫) = ૨૭.

૩) કોઇ રકમમાં તેજ રકમ ઉમેરવી હોય તો દુ કરવા. જેમકે.
૩૬+૩૬=૭૨. ૩૬×૨=૭૨.

૪) આણપાણના અપૂર્ણાંકમાં આણપાણના અપૂર્ણાંક ઉમેરવા અથવા બાદ કરવા હોય તો પહેલી રકમમાં પૂર્ણાંક ઉમેરવા અથવા બાદ કરવા પછી બીજી રકમની પાણો ઉમેરવી અથવા બાદ કરવી.
જેમકે ૧૩॥।+૪॥।; ૧૩॥।+૪=૧૭॥।, ૧૭॥।+૦॥।=૧૮॥
૧૩॥।−૪॥।; ૧૩॥।−૪= ૯॥।, ૯॥।−૦॥।= ૯

૫) કોઇ રકમને ૧૦, ૧૦૦, ૧૦૦૦ એ ગુણવા હોય તો તે રકમ પર એક, બે, ત્રણ મીંડાં ચઢાવવાં. જેમકે ૫×૧૦=૫૦. ૫×૧૦૦ =૫૦૦. ૫×૧૦૦૦=૫૦૦૦

૬) કોઇ રકમને ૨૦, ૩૦, ૪૦, વગેરેએ ગુણવા હોય તો તે રકમને ૨, ૩, ૪એ ગુણી મીડું ચઢાવવું. પણ ૨૦૦, ૩૦૦, ૪૦૦ વગેરેએ ગુણવા હોય તો બે મીડાં ચઢાવવાં.

૭) કોઇ રકમને દશે ગુણવા હોય અને તે રકમ પૂર્ણાંક હોય તો તે ઉપર એક મીડું ચઢાવવું, પણ છેડે એક પાણુ હોય તો ૨॥, બે પાણુ હોય તો ૫, અને ત્રણ પાણુ હોય તો ૭॥ ચઢાવવા. જેમકે ૨૬।, ૩૭॥, ૭૮॥। ને ૧૦ એ ગુણો. પહેલામાં છેડે એક પાણુ, બીજી બે પાણુ અને ત્રીજીમાં ત્રણ પાણુ છે, માટે ૨૬૨॥, ૩૭૫, ૭૮૭॥.

૮) કોઇ રકમને ૨॥, ૫, ૭॥એ ગુણવા હોય તો ०।, ०॥, ०॥।એ ગુણવા એટલા દશક. કારણકે ૨॥=०। દશક. ૫=०॥ દશક. ૭॥=०॥। દશક છે.

૯) કોઇ રકમને ૧૦૦એ ગુણવા હોય અને તે રકમ પૂર્ણાંક હોય તો તે ઉપર બે મીડાં ચઢાવવાં, પણ છેડે એક પાણુ હોય તો પાણુને બદલે ૨૫, બે પાણુને બદલે ૫૦ અને ત્રણ પાણુને બદલે ૭૫ મૂકવા.

૧૦) કોઇ રકમને ૨૫, ૫૦, ૭૫, ૧૨૫એ ગુણવા હોય તો ०।, ०॥, ०॥।, ૧।એ ગુણવા એટલા સેંકડા. કારણકે ૨૫=०। સો. ૫૦=०॥ સો. ૭૫=०॥। સો છે.

૧૧) કોઇ રકમને ०।એ ભાગવા હોય તો ૪એ ગુણવા અને ०॥ ભાગવા હોય તો ૨એ ગુણવા. જેમકે ૩૭÷०।=૩૭×૪=૧૪૮; ૩૭÷०॥ =૩૭×૨=૭૪.

| | | |
|---|---|---|
| **આનાની ઘાત.** | ૬૪ ,, રૂા. ૪) | ૮૦૦ ,, રૂા ૫૦) |
| ૪ આનાનો રૂ. ૦। | ૬૮ ,, રૂા. ૪। | ૯૦૦ ,, રૂા, ૫૬। |
| ૮ ,, રૂા. ૦॥ | ૭૨ ,, રૂા. ૪॥ | ૧૦૦૦ ,, રૂા. ૬૨॥ |
| ૧૨ ,, રૂા. ૦॥। | ૭૬ ,, રૂા ૪॥। | |
| ૧૬ ,, રૂા. ૧) | ૮૦ ,, રૂા. ૫) | ૧૬ આનાનો રૂા. ૧) |
| ૨૦ ,, રૂા. ૧। | ૮૪ ,, રૂા. ૫। | ૩૨ ,, રૂા. ૨) |
| ૨૪ ,, રૂા. ૧॥ | ૮૮ ,, રૂા. ૫॥ | ૪૮ ,, રૂા. ૩) |
| ૨૮ ,, રૂા. ૧॥। | ૯૨ ,, રૂા. ૫॥। | ૬૪ ,, રૂા. ૪) |
| ૩૨ ,, રૂ. ૨) | ૯૬ ,, રૂા. ૬) | ૮૦ ,, રૂા. ૫) |
| ૩૬ , રૂ. ૨। | ૧૦૦ ,, રૂા. ૬। | ૯૬ ,, રૂા. ૬) |
| ૪૦ ,, રૂ. ૨॥ | ૨૦૦ ,, રૂા. ૧૨॥ | ૧૧૨ ,, રૂા. ૭) |
| ૪૪ ,, રૂા. ૨॥। | ૩૦૦ ,, રૂા. ૧૮॥। | ૧૨૮ ,, રૂા. ૮) |
| ૪૮ ,, રૂા. ૩) | ૪૦૦ ,, રૂા. ૨૫) | ૧૪૪ ,, રૂા. ૯) |
| ૫૨ ,, રૂા. ૩। | ૫૦૦ ,, રૂા. ૩૧। | ૧૬૦ ,, રૂા. ૧૦) |
| ૫૬ ,, રૂા. ૩॥ | ૬૦૦ ,, રૂા. ૩૭॥ | સૂચના:—ઘાત સવળી તથા અવળી મોઢે કરાવવી. |
| ૬૦ ,, રૂા. ૩॥। | ૭૦૦ ,, રૂા. ૪૩॥। | |

## ૧૧×૧ થી ૨૦×૧૦ સુધીના આંકનો ઉપયોગ.

### મનોયત્ન ૧.

**સૂચના:**—એક પ્રશ્નમાં એકથી વધારે પ્રશ્ન હોય તો એકેક પૂછવો.

૧) એક ખુરસીના ત્રણ રૂપીઆ પડે તો ૧૯ ખુરસીનું શું બેસશે?

૨) એક કોથળીમાં ૧૯ રૂપીઆ છે તો એવી ૯ કોથળીમાં મળીને કેટલા રૂપીઆ હશે ?

૩) દરેક છોકરાને ૮, ૮ પતાસાં આપીએ તો ૧૩ છોકરાને આપવાને કેટલાં પતાસાં જોઇએ ?

૪) ૧૫, ૧૯, ૧૮, ૧૭, ૧૩ અને ૧૪ને પાંચે ગુણીએ તો શું આવે ?

૫) ૨૦ ત્રણવાર લઇએ તો કેટલા થાય? ૧૬×૧ થી ૧૬×૨૦ સુધીના જવાબ બોલો.

૬) ૧૧×૧ થી ૨૦×૧૦ સુધીમાં નવની પલાખીના જવાબ બોલો.

૭) ૧૯×૫, ૧૩×૭, ૧૪×૮, ૧૫×૯, ૧૮×૭, ૧૭×૮ કેટલા?

૮) ૧૩ પાંચવાર, ૧૭ આઠવાર, ૧૯ નવવાર અને ૧૫ પાંચવાર તે કેટલા?

૯) ૧૯, ૧૫, ૧૭, ૧૩, ૧૧, ૧૨, ૧૬, ૧૮ અને ૧૪ આઠ વખત લઇએ તો કેટલા થાય?

૧૦) ૧૯×૭, ૧૫×૭, ૧૭×૭, ૧૩×૯, ૧૪×૭. ૧૨×૭, ૧૬×૭ અને ૧૮×૮ કેટલા?

૧૧) ૭ બેઆનીની દોઢપાઇ કેટલી અને પૈસા કેટલા?

૧૨) ૧, ૨, ૩, ૪ એમ દશ રૂપીઆ સુધીના આના કહો.

૧૩) ૮ જમરૂખનો એક આનો બેસે તો ૧ રૂપીઆમાં કેટલા જમરૂખ આવશે?

૧૪) કેટલી બેઆનીઓ હોય તો ૧૭ રૂપીઆ મળે?

૧૫) ૭૬+૧૯, ૭૨+૧૮, ૧૦૫+૧૫, ૧૧૭+૧૩, ૮૪+૧૨ કેટલા?

૧૬) ૭૭+૧૧, ૯૬+૧૬. ૯૬+૧૨, ૮૪+૧૪, ૮૦+૨૦ કેટલા?

૧૭) ૧૧+૮૮, ૧૨+૯૬, ૧૩+૬૫, ૧૪+૫૮, ૧૫+૭૫ કેટલા?

૧૮) ૧૭+૧૩૬, ૧૮+૧૪૪, ૧૯+૧૧૪, ૨૦+૧૪૦ કેટલા?

૧૯) ૯૫–૧૯, ૯૦–૧૮, ૧૨૦–૧૫, ૧૪૦–૧૪, ૯૬–૧૨ કેટલા?
૨૦) ૮૮–૧૧, ૧૧૨–૧૬, ૧૦૮–૧૨, ૯૮–૧૪, ૧૦૦–૨૦ કેટલા?
૨૧) ૧૮૦માંથી કંઇ ન વધે ત્યાં સુધી અઢાર અઢાર લેતા જાઓ અને બાકી શું રહે તે કહેતા જાઓ.
૨૨) ૯૫માં ૧૯ ઉમેરીએ તો કેટલા થાય? ૧૩૩માંથી ૧૧૪ જાય તો કેટલા રહે?
૨૩) ઓગણીઆ, પંદરા, તેરા, સત્તરા અને બારા સવળા તથા અવળા બોલો.
૨૪) ૧૮ છોકરાની ૭ હાર થવામાં ૧૮ ખૂટે છે ત્યારે છોકરા કેટલા હશે?
૨૫) આનાની ૪ લેખે ૧૮ આનાની કેરીઓ લીધી અને બીજી આનાની ૬ લેખે બે આનાની લીધી તો બધી મળી કેટલી-કેરી થઇ?
૨૬) પાવલાના ૯ લીંબુ મળે તો રૂપીઆના કેટલાં આવશે?
૨૭) બારોતેરસો, પાંચોતેરસો, આઠોતેરસો, અને સતરોતેરસો કેમ લખાય?
૨૮) ૧૦૨, ૧૦૫, ૧૦૮, ૧૧૦, ૧૨૮, ૧૩૩, ૧૧૭, ૧૧૨ અને ૧૮૦ એ આંકમાં કેમ બોલાય?
૨૯) ૯૧ રૂપીઆમાંથી તેર તેર રૂપીઆવાળી કેટલી ચોપડી મળે?
૩૦) ૯૫ બોરમાંથી દરેકને પાંચ પાંચ બોર આપું તો કેટલા છોકરાને અપાય?
૩૧) કેટલા ચોક પર? કેટલા પંચા ૬૦? કેટલા ચોક સાઠ?
૩૨) ૧૪૪માં ૮, ૯, ૧૬ અને ૧૮ કેટલીવાર છે?

૩૩) ૯૬માં ૬ કેટલીવાર, ૮ કેટલીવાર અને ૧૬ કેટલીવાર ?
૩૪) કેટલા ચોક ૬૪, ૬૮, ૫૬, ૭૬, ૮૦, ૭૨ અને ૬૦ થાય?
૩૫) કેટલા આના હોય તો ૯ રૂપીઆ આવે?
૩૬) ૧૫૨ બોર વહેંચતાં દરેકને ૮ બોર આવ્યાં ત્યારે છોકરા કેટલા હશે?
૩૭) કયા કયા પલાખાં ૭૨ આવે? દોઢસો એટલે કેટલા દશક?
૩૮) ૬ આનાની પાઈ વટાવી ૧૨ છોકરાને વહેંચી આપી તો દરેકને કેટલી મળી હશે?
૩૯) ૧૫ છોકરાની ૮ હાર કરવાને બદલે ૧૨ છોકરાની કેટલી હાર કરવી?
૪૦) ૮ પાઇના ૧૩૬ બોર તો ૨ પાઇનાં કેટલાં?
૪૧) ૧૪૪ જે જે પલાખાં માં આવતા હોય તે કહો.



## ૨૧×૧ થી ૩૦×૧૦ સુધીના આંકનો ઉપયોગ.

### મનોયત્ન ૨.

૧) ૨૯×૫, ૨૩×૭, ૨૮×૬, ૨૩×૯, ૨૫×૭ કેટલા?
૨) ૨૩ પાંચવાર, ૨૭ સાતવાર, ૨૬ નવવાર અને ૨૪ છવાર તે કેટલા?
૩) ૨૫, ૨૯, ૨૮, ૨૩, ૨૭, ૨૪ને ત્રણે ગુણીએ તો શું આવે અને આઠે ગુણીએ તો શું આવે ?
૪) એક કોટની શીવડામણી ૭ રૂપીઆ થાય તો ૨૦૪ રૂપીઆમાં કેટલા કોટ શિવાય અને બાકી શું વધે?
૫) એક ટેબલના ૭ રૂપીઆ બેસે છે તો ૨૬ ટેબલનું શું બેસશે?

૬૯૭૯



૬) ૨૯ ગજનો એક એવા ૭ તાકા છે તો બધું મળીને કેટલા ગજ કપડું હશે ?

૭) એક ગાડામાં ૨૫ મણ એવાં સાત ગાડામાં ઘઉં ભરેલા છે તો બધું મળી ઘઉં કેટલા મણ હશે ?

૮) મહીનાનો ખરચ ૨૮ રૂપીઆ થાય તો ૭ મહીનાનો કેટલો થશે ?

૯) દર મહીને ૨૭ રૂપીઆ ખરચું તોપણ મારીપાસે ૯ મહીના ચાલે એટલા રૂપીઆ છે ત્યારે કેટલા રૂપીઆ હશે ?

૧૦) ઓગણત્રીસા, પચીસા, અઠ્ઠાવીસા, અને સત્તાવીસા સવળા તથા અવળા બોલો.

૧૧) ૨૧×૧ થી ૩૦×૧૦ સુધીમાં ૩, ૫, ૭ અને ૮ની પલાખી લખો.

૧૨) ૨૧×૧થી ૩૦×૧૦ સુધીમાં નવની પલાખી બોલો.

૧૩) ૨૮ આનાના સવાકા, ઢખુ અને અધેલા કેટલા ?

૧૪) ૨૨૪, ૧૧૨, ૨૩૨, ૨૦૭, ૨૧૬, ૧૭૫, ૧૩૫, ૨૩૪, ૨૫૨, ૨૦૭, ૨૬૧ એ આંકમાં કેવી રીતે બોલાય છે ?

૧૫) છવીસાસો, બેસાતોતેર, બેબાવેના, બેચોત્રીસા લખો.

૧૬) ૧૪૫+૨૯, ૨૦૩+૨૯, ૨૦૭+૨૩. ૧૪૭+૨૧, કેટલા ?

૧૭) ૩૦+૨૪૦. ૨૭+૮૧, ૨૫+૧૭૫, ૨૯+૨૦૩, કેટલા ?

૧૮) ૨૦૦-૨૫, ૨૦૭-૨૩, ૧૭૫-૨૫, ૨૨૫-૨૫-કેટલા ?

૧૯) ૧૪૭-૨૧, ૧૮૯-૨૭, ૧૨૫-૨૫, ૧૩૮-૨૩ કેટલા ?

૨૦) ૩૦૦માં ૧૨ કેરી ઓછી છે ત્યારે કેટલી હશે ?

૨૧) ૨૬૧માંથી કંઈ ન વધે ત્યાં સુધી ઓગણત્રીસ ઓગણત્રીસ બાદ કરતા જાઓ અને બાકી શું વધે તે કહેતા જાઓ.

૨૨) ૧૩૫ ગજ માદરપાટમાંથી ૫ ગજના કેટલાં ધોતીઆં થાય ?

૨૩) કેટલી વખત ૨૯ કેરી લઉં તો ૨૦૩ કેરી થાય ?
૨૪) એક નિશાળમાં ૨૦૭ છોકરા છે, દરેક વર્ગમાં ૨૩ છોકરા છે તો વર્ગ કેટલા હશે ?
૨૫) એક નિશાળમાં ૨૬૧ છોકરા છે અને વર્ગ ૯ છે ત્યારે દરેક વર્ગમાં છોકરા કેટલા હશે ?
૨૬) કેટલી વખત ૭ લઇએ તો ૧૬૮, ૧૬૨, ૧૫૬, ૧૩૨, ૧૭૪, ૧૩૮ અને ૧૨૬ થાય ?
૨૭) કયા કયા પલાખાંમાં ૧૪૪ અને ૯૬ આવે ?
૨૮) મેં એક માણુસને દશ દશ રૂપીઆવાળી ૨૬ નોટ આપી અને ૯ રૂપીઆ રોકડા આપ્યા ત્યારે પોણી ત્રણુસોથી કેટલા વધારે અથવા ઓછા આપ્યા ?

---

# અડધાના આંકનો ઉપયોગ.

## મનોયત્ન ૩.

૧) એક કાગળના બે સરખા ભાગ પાડીએ તો દરેક ભાગ કેટલો કહેવાય ?
૨) ૭ અડધા કાગળ છે તેના આખા કાગળ કેટલા થશે ?
૩) ૨૪ અડધા રૂપીઆના આખા રૂપીઆ કેટલા ?
૪) હું દરરોજ ૦ાા લાડુ ખાઉં તો ૭૨ દિવસ ચાલે એટલા લાડુ છે ત્યારે લાડુ કેટલા હશે ?
૫) એક ટોપીનો અડધો રૂપીઓ બેસે છે તો ૬૯ ટોપી લેવાને કેટલા રૂપીઆ જોઇએ ?
૬) ૧૭×૦ાા, ૨૩×૦ાા, ૪૭×૦ાા ૫૯×૦ાા, ૬૭×૦ાા કેટલા ?

૭) અડધાની એકીની પલાખી બોલી જાઓ.
૮) અડધાની એકીની પલાખી બોલો.
૯) ૫૦૦ અડધા રૂપીઆ છે તેના આખા રૂપીઆ કેટલા આવશે.
૧૦) ૫ાા રૂપીએ મણ સોપારી મળે તો ૩૭ મણનું શું બેસે?
૧૧) ૩ાા માં ૨ાા ઉમેરીએ તો કેટલા થાય?
૧૨) ૨ાા રૂપીઆનું ઘી, ૧ાા રૂપીઆનું શાક અને ૧૨ાા રૂપીઆનું અનાજ લીધું તો બધું મળીને કેટલો ખર્ચ થયો?
૧૩) ૧૭ાા+૦ાા+૩ાા+૩૪ાા મળીને કેટલા થશે ?
૧૪) કેટલીવાર અડધો લઇએ તો ૨ાા થાય ?
૧૫) ૨૭ આખાના અડધા કેટલા? ૨૯ અડધાના આખા કેટલા?
૧૬) ૩૫ રૂપીઆ છે દરેક ભિખારીને ૦ાા રૂપીઓ આપું તો કેટલાને અપાય?
૧૭) એક કોટની શીવડામણી ૦ાા રૂપીઓ થાય છે તો ૪૨ રૂપીઆમાં કેટલા કોટ શીવડાવાશે?
૧૮) દરરોજ અડધો શેર અનાજ ખાઉં તો ૩૭ શેર અનાજ કેટલા દિવસ ચાલે?
૧૯) ૩૯ સોપારી છે તેના અડધા અડધા કકડા કેટલા થશે ?
૨૦) ૪૯ અડધા રૂપીઆના રૂપીઆ કેટલા આવશે ?
૨૧) ૩૬ ગજ લુગડામાંથી અડધા અડધા ગજના કેટલા રૂમાલ થશે?
૨૨) કેટલા અડધા હોય તો તેના આખા પુરેપુરા થાય? (જ. ૨, ૪, ૫, ઇત્યાદિ.)
૨૩) દરરોજ ૦ાા રૂપીઆ લેખે ૧૮ માણસને ૯ દિવસના કેટલા રૂપીઆ આપવા પડશે?

# દોઢાના આંકનો ઉપયોગ.

## મનોયત્ન ૪.

૧) એક ને અડધો મળીને કેટલા થાય ?
૨) અડધો ને એક મળીને કેટલા થાય?
૩) કેટલા અડધા કાગળ હોય તો દોઢ કાગળ થાય?
૪) કેટલા અડધા મળીને દોઢ થાય?
૫) દોઢ કાગળમાંથી અડધો કાગળ કેટલા છોકરાને અપાય ?
૬) દોઢમાં પોણો કેટલીવાર અને અડધો કેટલીવાર?
૭) પોણો કેટલીવાર લઇએ તો દોઢ થાય?
૮) દોઢ રૂપીઓ હતો તેમાં દોઢ રૂપીઓ ઉમેરીએ તો કેટલા થાય ?
૯) ત્રણ લાડુમાંથી દોઢ ખાધો કેટલા રહ્યા ?
૧૦) મારી પાસે ๐ાા રૂપીઓ છે તેમાં શું ઉમેરૂં તો દોઢ રૂપીઓ થાય?
૧૧) ૫૭× ા, ૬૪×ાા, ૭૯×૧ાા, ૯૫×૧ાા, ૬૭×૧ાા કેટલા ?
૧૨) એક તામડામાં દોઢ મણ દૂધ માય તો ૨૮ તામડામાં કેટલું માશે ?
૧૩) રૂપીઆનું ૧ાા શેર ઘી મળે તો ૩૮ રૂ૰નું કેટલું આવે?
૧૪) એક કોટમાં દોઢ ગજ કપડું વપરાય તો ૫૯ કોટ માટે કેટલા ગજ કપડું જોઇએ?
૧૫) એક આનાના દોઢશેર કારેલાં મળે તો ૩ રૂપીઆનાં કેટલાં આવશે?
૧૬) એક બળદને ૧ાા શેર અડદ જોઇએ તો ૬૯ બળદને માટે કેટલા અડદ જોઇશે ?
૧૭) એક બરણીનું વજન ૧ાા શેર થાય તો ૬૭ બરણીનું વજન કેટલું થશે ?

૧૮) એક સાધુને ૧॥ શેર લોટ આપીએ તો ૯૫ સાધુને આપવાને કેટલો લોટ જોઇશે ?

૧૯) એક શેર એલચીનો ૧॥ રૂપીઓ બેસે તો ૨૯ શેર એલચીનું શું બેસશે ?

૨૦) મણ ઘીના ૩૩ રૂપીઆ બેસે તો ૧॥ મણનું શું બેસશે ?

૨૧) એક તપેલીમાંથી દોઢશેરીઓ લોટો ૫૫ વખત ભરી આપ્યો ત્યારે કેટલું દૂધ આપ્યું ?

૨૨) દોઢાની બેકીની પલાખી બોલો. એકીની પલાખી બોલો.

૨૩) ૬૯+૧॥, ૪૬॥+૧॥, ૧૦૨+૧॥, ૯૯+૧॥ કેટલા ?

૨૪) ૧॥+૮૨॥, ૧॥+૪૫, ૧॥+૬૭॥, ૧॥+૧૨ કેટલા ?

૨૫) ૧૦॥−૧॥, ૬૯−૧॥, ૧૦૨−૧॥, ૧૧૨−૧॥ કેટલા ?

૨૬) ૨૮॥ મણ દૂધમાંથી ૨૭ મણ વપરાયું બાકી કેટલું રહ્યું ?

૨૭) ચોવીસ આખા અને ૨૪ અડધા મળીને કેટલા થાય ?

૨૮) કેટલીવાર દોઢ લઇએ તો ૫૭ થાય ?

૨૯) ૪૬॥માં દોઢ કેટલીવાર છે? કેટલીવાર દોઢ લઇએ તો ૫૫॥ થાય?

૩૦) ૪૫ રૂપીઆમાંથી દોઢ રૂપીઆવાળી કેટલી ટોપી આવશે ?

૩૧) ૩૭ છોકરા વચ્ચે ૫૫॥ રૂપીઆ વહેંચ્યું તો દરેકને શું મળશે?

૩૨) દોઢ શેર ખાંડ રોજ વપરાય તો ૭૦॥ શેર ખાંડ કેટલા દિવસ ચાલશે.

૩૩) ૧॥ ગજ ફલાલનનો ૧ રૂપીઓ બેસે તો ૪૦॥ ગજ ફલાસનનું શું બેસશે ?

૩૪) ૭૯॥ રૂપીઆમાં ૫૩ કોટ લીધા તો એકની કિંમત કેટલી પડી?

૩૫) કેટલા દોઢે ૭૨ ? કેટલા દોઢું ૧૦॥ ? કેટલા દોઢે ૧૦૦॥ ?

૩૬) ૪૩॥ ગજના તાકામાંથી ૧॥ ગજના કેટલા રૂમાલ થાય ?
૩૭) રોજ ૧॥ રૂપીઓ વાપરૂં તો ૭૬॥ રૂપીઆ કેટલા દિવસ ચાલે?
૩૮) દરેક છોકરાને ૧॥ કાગળ આપીએ તો ૩૯ કાગળ કેટલા છોકરાને અપાય ?
૩૯) જેટલા અડધા તેટલાજ રૂપીઆ કેટલીવાર લઉં તો ૯૬ રૂપીઆ થાય ?
૪૦) દોઢ રૂપીઆની ૧ શેર હીંગ મળે તો ૧૭ શેરનું શું બેસશે? અને ૨૭ રૂપીઆમાં કેટલી આવશે ?
૪૧) ૪૮માં દોઢ કેટલીવાર ઉમેરૂં તો ૭૨ થાય ?
૪૨) ૫૭ ધોતીઆના ૮૫॥ રૂપીઆ બેઠા તો એ લેખે ૫ ધોતીઆનું શું આપવું પડશે !
૪૩) એક માણુસ રોજ ૧॥ રૂપીઓ કમાય તો ૧૮ માણુસો ૯ દિવસમાં શું કમાશે ?
૪૪) ૧॥ આને શેર ધાણા મળે છે તો ૧॥ રૂપીઆમાં કેટલા આવશે?

## અઢીઆના આંકનો ઉપયોગ.

### મનોગત ૫.

૧) બે ને અડધો કેટલા ? દોઢ ને એક કેટલા ?
૨) દોઢમાં શું ઉમેરી તો ૨॥ થાય ?
૩) ૪૭॥+૨॥, ૬૭॥+૨॥, ૧૫+૨॥, ૧૮૮+૨॥ કેટલા ?
૪) ૨॥+૮૫, ૨॥+૭૨॥, ૨॥+૪૨॥, ૨॥+૧૦૦ કેટલા ?
૫) ૧૯૨॥+૨॥, ૧૦૫+૨॥, ૨૧૦+૨॥ કેટલા ?
૬) ૧૯૦–૧૮૭॥, ૧૬૭॥–૧૬૫, ૧૦૦–૯૭॥ કેટલા ?

૭) ૪૭×૨॥, ૭૫×૨॥, ૮૭×૨॥, ૨૯×૨॥, ૮૧×૨॥ કેટલા?
૮) એક માણુસ ૨॥ રૂપીઆ કાઢે તો ૩૯ માણુસના કેટલા રૂ. થાય?
૯) એક કોથળીમાં ૨॥ મણ ધઉં માય તો ૨૪ કોથળીમાં કેટલા મણ ધઉં માય?
૧૦) ૨॥ શેર ઘીનો ૧ રૂપીઓ બેસે તો ૧૫ રૂપીઆનું કેટલા શેર ઘી મળે?
૧૧) એક કોથળીમાં ૨॥ શેર માય તો ૩૬ કોથળીમાં કેટલું માશે?
૧૨) રૂ. ૨॥એ શેર એલચી મળે તો ૩૫ શેરનું શું બેસે?
૧૩) મણ ધઉંના ૨॥ રૂપીઆ બેસે તો ૪૫ મણનું શું બેસે?
૧૪) એક માણુસને ૨॥ રૂપીઆ આપીએ તો ૫૫ માણુસને આપવા કેટલા રૂપીઆ જોઇએ?
૧૫) એક તાવડીનું વજન ૨॥ મણ થાય છે ત્યારે એવી ૪૭ તાવડીનું વજન કેટલું થશે?
૧૬) મણ દૂધમાં ૨॥ શેર ચોખા નાખીએ તો ૬૩ મણ દૂધને માટે કેટલા શેર ચોખા જોઇએ?
૧૭) મણના ૨॥ રૂપીઆ બેસે તો ૬૮ મણનું શું બેસે?
૧૮) ૨॥ શેરનો ૧ રૂપીઓ બેસે તો ૧૮ રૂપીઆનું કેટલા શેર આવે?
૧૯) એક દિવસનો ખરચ ૨॥ રૂપીઆ થાય તો ૭૭ દિવસમાં શું ખરચ થશે?
૨૦) ૫૪ ખુરસી લેવી છે એક ખુરસીના ૨॥ રૂપીઆ બેસે તો કેટલા રૂપીઆ ખરચ થશે?
૨૧) ૨૭ રૂપીએ તોલો સોનું મળે તો ૨॥ તોલાનું શું?
૨૨) ૧ રૂપીઆમાં ૨॥ શેર ઘી આવે તો ૨૪ રૂપીઆમાં કેટલા શેર ઘી આવશે?
૨૩) કેટલા અડધા હોય તો ૨॥ થાય? અઢીમાં અડધો કેટલીવાર છે?
૨૪) કેટલા ૦। હોય તો અઢી થાય?

૨૫) કેટલા ાા અઢી ? અઢીમાં ાા કેટલીવાર છે ?
૨૬) ૧ રૂપીઆનું ૨ાા શેર તો ૩ાાા શેરનું શું બેસે ?
૨૭) ૨૧૦ રૂપીઆ ૮૪ માણુસ વચ્ચે ખરચ થયો ત્યાર એક માણુસને ભાગે શું આવ્યું ?
૨૮) ૬૯ છોકરા વચ્ચે ૧૭૨ાા રૂપીઆ વહેંચીએ તો દરેકને શું આવશે ?
૨૯) કેટલા અઢીએ ૪૫ ? કેટલા અઢીએ ૧૦૨ાા ?
૩૦) કેટલીવાર અઢી લઇએ તો ૧૦૦ ?
૩૧) ૧૦૦માં ૪૦ કેટલીવાર ? ૨ાા કેટલીવાર ?
૩૨) રૂ. ૯૭ાા છે રોજ ૨ાા રૂ. ખરચું તો કેટલા દિવસ ચાલે ?
૩૩) ૨ાા આનામાં એક શેર ખાંડ મળે તો રૂ. ૬ામાં કેટલી આવશે?
૩૪) ૬૨ાા રૂપીઆમાં ૨ાા તોલા સોનું આવ્યુ ત્યારે તોલાનો ભાવ શો?
૩૫) ૨૭ માણુસ છે અને ૬૭ાા રૂપીઆ છે તો દરેક માણુસને શું મળશે ?
૩૬) શેર હીંગના ૨ાા રૂપીઆ પડે તો ૪૫ રૂપીઆમાં કેટલા શેર હીંગ આવશે ?
૩૭) રૂ. ૧૦૦માંથી અઢી અઢી રૂપીઆ કેટલા માણુસને અપાય ?
૩૮ એક આનાની ૨ાા શેર પાપડી મળે તો ૧ રૂપીઆની કેટલી આવશે ?
૩૯) ૨ાા રૂપીઆ વાળી ટોપી ૭૨ાા રૂપીઆમાંથી કેટલી આવશે ?
૪૦) ૨ાા શેર બદામનો ૧ રૂપીઓ પડે તો ાાા રૂપીઆની કેટલા શેર બદામ આવશે ?

---

## પાયાના આંકનો ઉપયોગ.

### મનોયત્ન ૬.

૧) લાડુના ચાર સરખા ભાગ પાડીએ તો દરેક ભાગ કેટલો કહેવાય ?

૨) ચાર ૦।, ૦। લાડુ એકઠા કરીએ તો આખા કેટલા થશે ?

૩) ૦। એ અડધાનો કેટલામો ભાગ ? અને આખાના કેટલામો ભાગ ?

૪) ૧ને ૦।, ૧। ને ૦।, ૧॥ ને ૦।, ૧॥। ને ૦। કેટલા ?

૫) ૧૭+૦।, ૨૩।+૦।, ૨૮॥+૦।, ૨૮॥।+૦। કેટલા ?

૬) ૪૯, ૫૯, ૬૯, ૭૯, ૮૯, અને ૯૯, ૫૦, ૬૦, ૭૦, ૮૦, ૯૦, ૧૦૦માં ૦। ઓછો તે કેટલા કહેવાય ?

૭) ૯૯॥।, ૭૮॥।, ૫૭॥।, ૭૫॥।, ૪૯॥।, ૩૭॥। શબ્દમાં લખો.

૮) ૪૯×૦।, ૫૭×૦।, ૪૩×૦।, ૭૯×૦।, ૬૭×૦। કેટલા ?

૯) હરેક માણસને ૦। પેંડો આપું તો ૬૮ માણસને આપવાને કેટલા પેંડા જોઇએ ?

૧૦) પાયાની ચચ્ચારની પલાખી બોલો.

૧૧) પાયાની ચચ્ચારની અને અર્ધાની બબ્બેની પલાખી બોલો.

૧૨) ૬૯, ૭૩, ૭૭, ૪૭, ૩૭, ૫૫. ૭૯, ૫૭, ૮૯, ૮૩, ૯૭, ૯૩, ૪૯, ૪૩, ૪૬, ૯૧, ૬૩, ૩૧, ૪૧, ૭૧, અડધાના રૂપીઆ કેટલા ? પાવલીના રૂપીઆ કેટલા ?

૧૩) ૪૦૦ ગજ, ૮૦, ગજ, ૯૦ ગજ, ૬૦૦ ગજ અને ૭૦ ગજમાંથી અડધા ગજના કેટલા રૂમાલ થાય ? ૦। ગજના કેટલા રૂમાલ થાય ?

૧૪) ૬૯, ૭૩, ૭૯, ૮૫, ૯૩, ૭૦૦ અડધા રૂપીઆના આખા રૂપીઆ કેટલા ? પાવલીઓ કેટલી ?

૧૫) ૯ રૂ. ના પાવલા કેટલા ? ૩૬ પાવલાના રૂપીઆ કેટલા ?

૧૬) મારી પાસે ૧૭ અડધા છે તેની પાવલી કેટલી આવશે ?

૧૭) કેટલીવાર ૦।, ૦। રૂપીઓ લઇએ તો ૧૯ રૂપીઆ થાય ?

૧૮) ૧૭।, ૫।।, ૨૩।।, ૧૪ અને ૩।। ને પાયે ભાગીએ તો શું આવે?

૧૯) ૨૩ માણસ વચ્ચે પાાા રૂપીઆ આપ્યા તો દરેકને શું મળશે?
૨૦) કેટલી વખત ૦ા મણ લઇએ તો ૧૯, ૨૨, ૧૭, ૧૩, અને ૧૦ મણ થાય?
૨૧) ૩૯, ૨૨, ૧૭ ગજ લુગડામાંથી અડધા ગજના કેટલા કકડા થાય? ૦ા ગજના કેટલા થાય?
૨૨) કેટલીવાર ૦ા કાગળ લઉં તો ૧૩, ૧૭, ૧૦, ૨૩, ૨૨, આખા કાગળ થાય?
૨૩) ૧૮ વખત ૦ા રૂપીઓ લઉં તો કેટલા રૂપીઆ થાય? સાડા ચાર રૂપીઆની પાવલી કેટલી?
૨૪) ૨૪ રૂપીઆની પાવલી કેટલી? કેટલી પાવલીઓ હોય તો ૧૪ રૂપીઆ થાય?
૨૫) રોજ ૦ા કાગળ વાપરીએ તો ૩૫ દિવસમાં કેટલા કાગળ વપરાય? ૨૩ કાગળ હોય તો કેટલા દિવસ ચાલે?

## + શેરની ધાત.

| | | | |
|---|---|---|---|
| શેરના અચ્છેરા | ૨ | ૨ અચ્છેરે | ૧ શેર |
| શેરના પાશેરા | ૪ | ૪ પાશેરે | ૧ શેર |
| શેરના નવટાંકા | ૮ | ૮ નવટાંકે | ૧ શેર |
| શેરના અધોળા | ૧૬ | ૧૬ અધોળે | ૧ શેર |
| શેરના રૂપીઆભાર | ૪૦ | ૪૦ રૂપીઆભાર | ૧ શેર |
| શેરના પૈસાભાર | ૭૨ | ૭૨ જુના પૈસાભારે | ૧ શેર |

ટીપ:—૭૨ જુના પૈસાભાર=૧ શેર. અને ૯૬ નવા પૈસાભાર=૧ શેર ગણાય છે.

+ વર્ગમાં ત્રાજવા કાટલાં હાજર રાખી છોકરાઓ પાસે તોળાવીને તેમની પાસેજ ઉપજાવી કઢાવવી. રૂપીઆની ધાત જોડે શેરની ધાતનો સંબંધ જોડવો. જેમકે

| | | | | | |
|---|---|---|---|---|---|
| શેરના રૂપીઆભાર | | ૪૦ | શેરના | પૈસાભાર | ૭૨ |
| પોણોશેરના રૂપીઆભાર | | ૩૦ | પોણોશેરના | પૈસાભાર | ૫૪ |
| અચ્છેરના રૂપીઆભાર | | ૨૦ | અચ્છેરના | પૈસાભાર | ૩૬ |
| પાશેરના રૂપીઆભાર | | ૧૦ | પાશેરના | પૈસાભાર | ૧૮ |
| નવટાંકના રૂપીઆભાર | | ૫ | નવટાંકના | પૈસાભાર | ૯ |
| અધોળના રૂપીઆભાર | | ૨॥ | અધોળના | પૈસાભાર | ૪॥ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪૦ રૂપીઆભાર | ૧ | શેર | ૭૨ પૈસાભાર | ૧ | શેર |
| ૩૦ રૂપીઆભાર | ૦॥। | શેર | ૫૪ પૈસાભાર | ૦॥। | શેર |
| ૨૦ રૂપીઆભાર | ૦॥ | શેર | ૩૬ પૈસાભાર | ૦॥ | શેર |
| ૧૦ રૂપીઆભાર | ૦। | શેર | ૧૮ પૈસાભાર | ૦। | શેર |
| ૫ રૂપીઆભાર | | નવટાંક | ૯ પૈસાભાર | | નવટાંક |
| ૨॥ રૂપીઆભાર | | અધોળ | ૪॥ પૈસાભાર | | અધોળ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| શેરના | અધોળા | ૧૬ | પાશેર | અધોળા | ૪ |
| પોણોશેરના | અધોળા | ૧૨ | નવટાંકના | અધોળા | ૨ |
| અચ્છેરના | અધોળા | ૮ | | | |

| | |
|---|---|
| ૧ રૂપીઆ= ૨ અડધા | ૧ શેર= ૨ અચ્છેર |
| ૧ રૂપીઓ= ૪ પાવલી | ૧ શેર= ૪ પાશેર |
| ૧ રૂપીઓ= ૮ બેઆની | ૧ શેર= ૮ નવટાંક |
| ૧ રૂપીઓ=૧૬ આના | ૧ શેર=૧૬ અધોળ |

| | | | |
|---|---|---|---|
| ૨ અધોળે | નવટાંક | ૨ નવટાંકે | પાશેર |
| ૪ અધોળે | પાશેર | ૪ નવટાંકે | અચ્છેર |
| ૮ અધોળે | અચ્છેર | ૬ નવટાંકે | પોણોશેર |
| ૧૨ અધોળે | પોણોશેર | ૮ નવટાંકે | ૧ શેર. |
| ૧૬ અધોળે | એક શેર | | |

| | |
|---|---|
| શેરના | નવટાંકા ૮ |
| પોણોશેર | નવટાંકા ૬ |
| અચ્છેરના | નવટાંકા ૪ |
| પાશેરના | નવટાંકા ૨ |

| | |
|---|---|
| શેરના | પાશેરા ૪ |
| પોણોશેરના | પાશેરા ૩ |
| અચ્છેરના | પાશેરા ૨ |
| ૨ પાશેરે | અચ્છેર |
| ૩ પાશેરે | પોણોશેર |
| ૪ પાશેરે | ૧ શેર |

## મણની ધાત.

| | | | |
|---|---|---|---|
| મણના અધમણીઆ | ૨ | ૨ અધમણીઆ | ૧ મણ |
| મણના દશશેરા | ૪ | ૪ દશશેરા | ૧ મણ |
| મણની પાંચશેરી | ૮ | ૮ પાંચશેરી | ૧ મણ |
| મણની અઢીશેરી | ૧૬ | ૧૬ અઢીશેરી | ૧ મણ |
| મણની સવાશેરી | ૩૨ | ૩૨ સવાશેરી | ૧ મણ |
| મણના શેર | ૪૦ | ૪૦ શેર | ૧ મણ |

| | | |
|---|---|---|
| ૧ મણના | શેર | ૪૦ |
| ૦॥। મણના | શેર | ૩૦ |
| ૦॥ મણના | શેર | ૨૦ |
| ૦। મણના | શેર | ૧૦ |

| | | |
|---|---|---|
| ૪૦ | શેરે | ૧ મણ |
| ૩૦ | શેરે | ૦॥। મણ |
| ૨૦ | શેરે | ૦॥ મણ |
| ૧૦ | શેરે | ૦। મણ |

| | | |
|---|---|---|
| મણની | અઢીશેરી | ૧૬ |
| ૦॥। મણની | અઢીશેરી | ૧૨ |
| ૦॥ મણની | અઢીશેરી | ૮ |
| ૦। મણની | અઢીશેરી | ૪ |
| ૫ શેરીની | અઢીશેરી | ૨ |

| | | |
|---|---|---|
| ૨ | અઢીશેરીએ | ૫ શેર |
| ૪ | અઢીશેરીએ | ૦। મણ |
| ૮ | અઢીશેરીએ | ૦॥ મણ |
| ૧૨ | અઢીશેરીએ | ૦॥। મણ |
| ૧૬ | અઢીશેરીએ | ૧ મણ |

| | | |
|---|---|---|
| ૧ મણની | પાંચશેરી | ૮ |
| ૦॥। મણની | પાંચશેરી | ૬ |
| ૦॥ મણની | પાંચશેરી | ૪ |
| ૦। મણની | પાંચશેરી | ૨ |

| | | |
|---|---|---|
| ૨ | પાંચશેરીએ | ૦। મણ |
| ૪ | પાંચશેરીએ | ૦॥ મણ |
| ૬ | પાંચશેરીએ | ૦॥। મણ |
| ૮ | પાંચશેરીએ | ૧ મણ |

| | | |
|---|---|---|
| મણના | દશશેરા | ૪ |
| ૦॥। મણના | દશશેરા | ૩ |
| ૦॥ મણના | દશશેરા | ૨ |
| ૦। મણના | દશશેરા | ૧ |

| | | |
|---|---|---|
| ૧ | દશશેરે | ૦। મણ |
| ૨ | દશશેરે | ૦॥ મણ |
| ૩ | દશશેરે | ૦॥। મણ |
| ૪ | દશશેરે | ૧ મણ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧×૦॥।=૦॥। | ૧૧×૦॥। =૮। | ૨૧×૦॥।=૧૫॥। | ૩૧×૦॥।=૨૩। | ૪૧×૦॥।=૩૦॥। |
| ૨ ૦॥। ૧॥ | ૧૨ ૦॥। ૯ | ૨૨ ૦॥। ૧૬॥ | ૩૨ ૦॥। ૨૪ | ૪૨ ૦॥। ૩૧॥ |
| ૩ ૦॥। ૨। | ૧૩ ૦॥। ૯॥। | ૨૩ ૦॥। ૧૭। | ૩૩ ૦॥। ૨૪॥। | ૪૩ ૦॥। ૩૨। |
| ૪ ૦॥। ૩ | ૧૪ ૦॥। ૧૦॥ | ૨૪ ૦॥। ૧૮ | ૩૪ ૦॥। ૨૫॥ | ૪૪ ૦॥। ૩૩ |
| ૫ ૦॥। ૩॥। | ૧૫ ૦॥। ૧૧। | ૨૫ ૦॥। ૧૮॥। | ૩૫ ૦॥। ૨૬। | ૪૫ ૦॥। ૩૩॥। |
| ૬ ૦॥। ૪॥ | ૧૬ ૦॥। ૧૨ | ૨૬ ૦॥। ૧૯॥ | ૩૬ ૦॥। ૨૭ | ૪૬ ૦॥। ૩૪॥ |
| ૭ ૦॥। ૫। | ૧૭ ૦॥। ૧૨॥। | ૨૭ ૦॥। ૨૦। | ૩૭ ૦॥। ૨૭॥। | ૪૭ ૦॥। ૩૫। |
| ૮ ૦॥। ૬ | ૧૮ ૦॥। ૧૩॥ | ૨૮ ૦॥। ૨૧ | ૩૮ ૦॥। ૨૮॥ | ૪૮ ૦॥। ૩૬ |
| ૯ ૦॥। ૬॥। | ૧૯ ૦॥। ૧૪। | ૨૯ ૦॥। ૨૧॥। | ૩૯ ૦॥। ૨૯। | ૪૯ ૦॥। ૩૬॥। |
| ૧૦ ૦॥। ૭॥ | ૨૦ ૦॥। ૧૫ | ૩૦ ૦॥। ૨૨॥ | ૪૦ ૦॥। ૩૦ | ૫૦ ૦॥। ૩૭॥ |
| ૫૧×૦॥।=૩૮। | ૬૧×૦॥।=૪૫॥। | ૭૧×૦॥।=૫૩। | ૮૧×૦॥।=૬૦॥। | ૯૧×૦॥।=૬૮। |
| ૫૨ ૦॥। ૩૯ | ૬૨ ૦॥। ૪૬॥ | ૭૨ ૦॥। ૫૪ | ૮૨ ૦॥। ૬૧॥ | ૯૨ ૦॥। ૬૯ |
| ૫૩ ૦॥। ૩૯॥। | ૬૩ ૦॥। ૪૭। | ૭૩ ૦॥। ૫૪॥। | ૮૩ ૦॥। ૬૨। | ૯૩ ૦॥। ૬૯॥। |
| ૫૪ ૦॥। ૪૦॥ | ૬૪ ૦॥। ૪૮ | ૭૪ ૦॥। ૫૫॥ | ૮૪ ૦॥। ૬૩ | ૯૪ ૦॥। ૭૦॥ |
| ૫૫ ૦॥। ૪૧। | ૬૫ ૦॥। ૪૮॥। | ૭૫ ૦॥। ૫૬। | ૮૫ ૦॥। ૬૩॥। | ૯૫ ૦॥। ૭૧। |
| ૫૬ ૦॥। ૪૨ | ૬૬ ૦॥। ૪૯॥ | ૭૬ ૦॥। ૫૭ | ૮૬ ૦॥। ૬૪॥ | ૯૬ ૦॥। ૭૨ |
| ૫૭ ૦॥। ૪૨॥। | ૬૭ ૦॥। ૫૦। | ૭૭ ૦॥। ૫૭॥। | ૮૭ ૦॥। ૬૫। | ૯૭ ૦॥। ૭૨॥। |
| ૫૮ ૦॥। ૪૩॥ | ૬૮ ૦॥। ૫૧ | ૭૮ ૦॥। ૫૮॥ | ૮૮ ૦॥। ૬૬ | ૯૮ ૦॥। ૭૩॥ |
| ૫૯ ૦॥। ૪૪। | ૬૯ ૦॥। ૫૧॥। | ૭૯ ૦॥। ૫૯। | ૮૯ ૦॥। ૬૬॥। | ૯૯ ૦॥। ૭૪। |
| ૬૦ ૦॥। ૪૫ | ૭૦ ૦॥। ૫૨॥ | ૮૦ ૦॥। ૬૦ | ૯૦ ૦॥। ૬૭॥ | ૧૦૦ ૦॥। ૭૫ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧× | ૧॥= | ૧॥ | ૨× | ૦॥।= | ૧॥ | ૧૧× | ૧॥= | ૧૬॥ | ૨૨× | ૦॥।= | ૧૬॥ | ૨૧× | ૧॥= | ૩૧॥ |
| ૨ | ૧॥ | ૩ | ૪ | ૦॥। | ૩ | ૧૨ | ૧॥ | ૧૮ | ૨૪ | ૦॥। | ૧૮ | ૨૨ | ૧॥ | ૩૩ |
| ૩ | ૧॥ | ૪॥ | ૬ | ૦॥। | ૪॥ | ૧૩ | ૧॥ | ૧૯॥ | ૨૬ | ૦॥। | ૧૯॥ | ૨૩ | ૧॥ | ૩૪॥ |
| ૪ | ૧॥ | ૬ | ૮ | ૦॥। | ૬ | ૧૪ | ૧॥ | ૨૧ | ૨૮ | ૦॥। | ૨૧ | ૨૪ | ૧॥ | ૩૬ |
| ૫ | ૧॥ | ૭॥ | ૧૦ | ૦॥। | ૭॥ | ૧૫ | ૧॥ | ૨૨॥ | ૩૦ | ૦॥। | ૨૨॥ | ૨૫ | ૧॥ | ૩૭॥ |
| ૬ | ૧॥ | ૯ | ૧૨ | ૦॥। | ૯ | ૧૬ | ૧॥ | ૨૪ | ૩૨ | ૦॥। | ૨૪ | ૨૬ | ૧॥ | ૩૯ |
| ૭ | ૧॥ | ૧૦॥ | ૧૪ | ૦॥। | ૧૦॥ | ૧૭ | ૧॥ | ૨૫॥ | ૩૪ | ૦॥। | ૨૫॥ | ૨૭ | ૧॥ | ૪૦॥ |
| ૮ | ૧॥ | ૧૨ | ૧૬ | ૦॥। | ૧૨ | ૧૮ | ૧॥ | ૨૭ | ૩૬ | ૦॥। | ૨૭ | ૨૮ | ૧॥ | ૪૨ |
| ૯ | ૧॥ | ૧૩॥ | ૧૮ | ૦॥। | ૧૩॥ | ૧૯ | ૧॥ | ૨૮॥ | ૩૮ | ૦॥। | ૨૮॥ | ૨૯ | ૧॥ | ૪૩॥ |
| ૧૦ | ૧॥ | ૧૫ | ૨૦ | ૦॥। | ૧૫ | ૨૦ | ૧॥ | ૩૦ | ૪૦ | ૦॥। | ૩૦ | ૩૦ | ૧॥ | ૪૫ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૪૨× | ૦॥।= | ૩૧॥ | ૩૧× | ૧॥= | ૪૬॥ | ૬૨× | ૦॥।= | ૪૬॥ | ૪૧× | ૧॥= | ૬૧॥ | ૮૨× | ૦॥।= | ૬૧॥ |
| ૪૪ | ૦॥। | ૩૩ | ૩૨ | ૧॥ | ૪૮ | ૬૪ | ૦॥। | ૪૮ | ૪૨ | ૧॥ | ૬૩ | ૮૪ | ૦॥। | ૬૩ |
| ૪૬ | ૦॥। | ૩૪॥ | ૩૩ | ૧॥ | ૪૯॥ | ૬૬ | ૦॥। | ૪૯॥ | ૪૩ | ૧॥ | ૬૪॥ | ૮૬ | ૦॥। | ૬૪॥ |
| ૪૮ | ૦॥। | ૩૬ | ૩૪ | ૧॥ | ૫૧ | ૬૮ | ૦॥। | ૫૧ | ૪૪ | ૧॥ | ૬૬ | ૮૮ | ૦॥। | ૬૬ |
| ૫૦ | ૦॥। | ૩૭॥ | ૩૫ | ૧॥ | ૫૨॥ | ૭૦ | ૦॥। | ૫૨॥ | ૪૫ | ૧॥ | ૬૭॥ | ૯૦ | ૦॥। | ૬૭॥ |
| ૫૨ | ૦॥। | ૩૯ | ૩૬ | ૧॥ | ૫૪ | ૭૨ | ૦॥। | ૫૪ | ૪૬ | ૧॥ | ૬૯ | ૯૨ | ૦॥। | ૬૯ |
| ૫૪ | ૦॥। | ૪૦॥ | ૩૭ | ૧॥ | ૫૫॥ | ૭૪ | ૦॥। | ૫૫॥ | ૪૭ | ૧॥ | ૭૦॥ | ૯૪ | ૦॥। | ૭૦॥ |
| ૫૬ | ૦॥। | ૪૨ | ૩૮ | ૧॥ | ૫૭ | ૭૬ | ૦॥। | ૫૭ | ૪૮ | ૧॥ | ૭૨ | ૯૬ | ૦॥। | ૭૨ |
| ૫૮ | ૦॥। | ૪૩॥ | ૩૯ | ૧॥ | ૫૮॥ | ૭૮ | ૦॥। | ૫૮॥ | ૪૯ | ૧॥ | ૭૩॥ | ૯૮ | ૦॥। | ૭૩॥ |
| ૬૦ | ૦॥। | ૪૫ | ૪૦ | ૧॥ | ૬૦ | ૮૦ | ૦॥। | ૬૦ | ૫૦ | ૧॥ | ૭૫ | ૧૦૦ | ૦॥। | ૭૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧×૧।= ૧। | ૧૧×૧।=૧૩॥ | ૨૧×૧।=૨૬। | ૩૧×૧।=૩૮॥। | ૪૧×૧।=૫૧। |
| ૨ ૧। ૨॥ | ૧૨ ૧। ૧૫ | ૨૨ ૧। ૨૭॥ | ૩૨ ૧। ૪૦ | ૪૨ ૧। ૫૨॥ |
| ૩ ૧। ૩॥। | ૧૩ ૧। ૧૬। | ૨૩ ૧। ૨૮॥। | ૩૩ ૧। ૪૧। | ૪૩ ૧। ૫૩॥। |
| ૪ ૧। ૫ | ૧૪ ૧। ૧૭॥ | ૨૪ ૧। ૩૦ | ૩૪ ૧। ૪૨॥ | ૪૪ ૧। ૫૫ |
| ૫ ૧। ૬। | ૧૫ ૧। ૧૮॥। | ૨૫ ૧। ૩૧। | ૩૫ ૧। ૪૩॥। | ૪૫ ૧। ૫૬। |
| ૬ ૧। ૭॥ | ૧૬ ૧। ૨૦ | ૨૬ ૧। ૩૨॥ | ૩૬ ૧। ૪૫ | ૪૬ ૧। ૫૭॥ |
| ૭ ૧। ૮॥। | ૧૭ ૧। ૨૧। | ૨૭ ૧। ૩૩॥। | ૩૭ ૧। ૪૬। | ૪૭ ૧। ૫૮॥। |
| ૮ ૧। ૧૦ | ૧૮ ૧। ૨૨॥ | ૨૮ ૧। ૩૫ | ૩૮ ૧। ૪૭॥ | ૪૮ ૧। ૬૦ |
| ૯ ૧। ૧૧। | ૧૯ ૧। ૨૩॥। | ૨૯ ૧। ૩૬। | ૩૯ ૧। ૪૮॥। | ૪૯ ૧। ૬૧। |
| ૧૦ ૧। ૧૨॥ | ૨૦ ૧। ૨૫ | ૩૦ ૧। ૩૭॥ | ૪૦ ૧। ૫૦ | ૫૦ ૧। ૬૨॥ |
| ૫૧×૧।=૬૩॥। | ૬૧×૧।=૭૬। | ૭૧×૧।=૮૮॥। | ૮૧×૧।=૧૦૧। | ૯૧×૧।=૧૧૪॥। |
| ૫૨ ૧। ૬૫ | ૬૨ ૧। ૭૭॥ | ૭૨ ૧। ૯૦ | ૮૨ ૧। ૧૦૨॥ | ૯૨ ૧। ૧૧૫ |
| ૫૩ ૧। ૬૬। | ૬૩ ૧। ૭૮॥। | ૭૩ ૧। ૯૧। | ૮૩ ૧। ૧૦૩॥। | ૯૩ ૧। ૧૧૬। |
| ૫૪ ૧। ૬૭॥ | ૬૪ ૧। ૮૦ | ૭૪ ૧। ૯૨॥ | ૮૪ ૧। ૧૦૫ | ૯૪ ૧। ૧૧૭॥ |
| ૫૫ ૧। ૬૮॥। | ૬૫ ૧। ૮૧। | ૭૫ ૧। ૯૩॥। | ૮૫ ૧। ૧૦૬। | ૯૫ ૧। ૧૧૮॥। |
| ૫૬ ૧। ૭૦ | ૬૬ ૧। ૮૨॥ | ૭૬ ૧। ૯૫ | ૮૬ ૧। ૧૦૭॥ | ૯૬ ૧। ૧૨૦ |
| ૫૭ ૧। ૭૧। | ૬૭ ૧। ૮૩॥। | ૭૭ ૧। ૯૬। | ૮૭ ૧। ૧૦૮॥। | ૯૭ ૧। ૧૨૧। |
| ૫૮ ૧। ૭૨॥ | ૬૮ ૧। ૮૫ | ૭૮ ૧। ૯૭॥ | ૮૮ ૧। ૧૧૦ | ૯૮ ૧। ૧૨૨॥ |
| ૫૯ ૧। ૭૩॥। | ૬૯ ૧। ૮૬। | ૭૯ ૧। ૯૮॥। | ૮૯ ૧। ૧૧૧। | ૯૯ ૧। ૧૨૩॥। |
| ૬૦ ૧। ૭૫ | ૭૦ ૧। ૮૭॥ | ૮૦ ૧। ૧૦૦ | ૯૦ ૧। ૧૧૨॥ | ૧૦૦ ૧। ૧૨૫ |

| | | | | |
|---|---|---|---|---|
| ૧×૨॥= ૨॥ | ૨×૧॥= ૨॥ | ૧૧×૨॥=૨૭॥ | ૨૨×૧॥=૨૭॥ | ૨૧×૨॥×૫૨॥ |
| ૨ ૨॥ ૫ | ૪ ૧॥ ૫ | ૧૨ ૨॥ ૩૦ | ૨૪ ૧॥ ૩૦ | ૨૨ ૨॥ ૫૫ |
| ૩ ૨॥ ૭॥ | ૬ ૧॥ ૭॥ | ૧૩ ૨॥ ૩૨॥ | ૨૬ ૧॥ ૩૨॥ | ૨૩ ૨॥ ૫૭॥ |
| ૪ ૨॥ ૧૦ | ૮ ૧॥ ૧૦ | ૧૪ ૨॥ ૩૫ | ૨૮ ૧॥ ૩૫ | ૨૪ ૨॥ ૬૦ |
| ૫ ૨॥ ૧૨॥ | ૧૦ ૧॥ ૧૨॥ | ૧૫ ૨॥ ૩૭॥ | ૩૦ ૧॥ ૩૭॥ | ૨૫ ૨॥ ૬૨॥ |
| ૬ ૨॥ ૧૫ | ૧૨ ૧॥ ૧૫ | ૧૬ ૨॥ ૪૦ | ૩૨ ૧॥ ૪૦ | ૨૬ ૨॥ ૬૫ |
| ૭ ૨॥ ૧૭॥ | ૧૪ ૧॥ ૧૭॥ | ૧૭ ૨॥ ૪૨॥ | ૩૪ ૧॥ ૪૨॥ | ૨૭ ૨॥ ૬૭॥ |
| ૮ ૨॥ ૨૦ | ૧૬ ૧॥ ૨૦ | ૧૮ ૨॥ ૪૫ | ૩૬ ૧॥ ૪૫ | ૨૮ ૨॥ ૭૦ |
| ૯ ૨॥ ૨૨॥ | ૧૮ ૧॥ ૨૨॥ | ૧૯ ૨॥ ૪૭॥ | ૩૮ ૧॥ ૪૭॥ | ૨૯ ૨॥ ૭૨॥ |
| ૧૦ ૨॥ ૨૫ | ૨૦ ૧॥ ૨૫ | ૨૦ ૨॥ ૫૦ | ૪૦ ૧॥ ૫૦ | ૩૦ ૨॥ ૭૫ |
| ૪૨×૧॥=૫૨॥ | ૩૧×૨॥=૭૭॥ | ૬૨×૧॥=૭૭॥ | ૪૧×૨॥=૧૦૨॥ | ૮૨×૧॥=૧૦૨॥ |
| ૪૪ ૧॥ ૫૫ | ૩૨ ૨॥ ૮૦ | ૬૪ ૧॥ ૮૦ | ૪૨ ૨॥ ૧૦૫ | ૮૪ ૧॥ ૧૦૫ |
| ૪૬ ૧॥ ૫૭॥ | ૩૩ ૨॥ ૮૨॥ | ૬૬ ૧॥ ૮૨॥ | ૪૩ ૨॥ ૧૦૭॥ | ૮૬ ૧॥ ૧૦૭॥ |
| ૪૮ ૧॥ ૬૦ | ૩૪ ૨॥ ૮૫ | ૬૮ ૧॥ ૮૫ | ૪૪ ૨॥ ૧૧૦ | ૮૮ ૧॥ ૧૧૦ |
| ૫૦ ૧॥ ૬૨॥ | ૩૫ ૨॥ ૮૭॥ | ૭૦ ૧॥ ૮૭॥ | ૪૫ ૨॥ ૧૧૨॥ | ૯૦ ૧॥ ૧૧૨॥ |
| ૫૨ ૧॥ ૬૫ | ૩૬ ૨॥ ૯૦ | ૭૨ ૧॥ ૯૦ | ૪૬ ૨॥ ૧૧૫ | ૯૨ ૧॥ ૧૧૫ |
| ૫૪ ૧॥ ૬૭॥ | ૩૭ ૨॥ ૯૨॥ | ૭૪ ૧॥ ૯૨॥ | ૪૭ ૨॥ ૧૧૭॥ | ૯૪ ૧॥ ૧૧૭॥ |
| ૫૬ ૧॥ ૭૦ | ૩૮ ૨॥ ૯૫ | ૭૬ ૧॥ ૯૫ | ૪૮ ૨॥ ૧૨૦ | ૯૬ ૧॥ ૧૨૦ |
| ૫૮ ૧॥ ૭૨॥ | ૩૯ ૨॥ ૯૭॥ | ૭૮ ૧॥ ૯૭॥ | ૪૯ ૨॥ ૧૨૨॥ | ૯૮ ૧॥ ૧૨૨॥ |
| ૬૦ ૧॥ ૭૫ | ૪૦ ૨॥ ૧૦૦ | ૮૦ ૧॥ ૧૦૦ | ૫૦ ૨॥ ૧૨૫ | ૧૦૦ ૧॥ ૧૨૫ |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| પોણા પોણા લે | ૧×૦॥।=૦॥। | | | પોણા પોણા લે | ૧૦૦×૦॥।= | | ૭૫ |
| | ૨ | ૦॥। | ૧॥ | | ૨૦૦ | ૦॥। | ૧૫૦ |
| | ૩ | ૦॥। | ૨। | | ૩૦૦ | ૦॥। | ૨૨૫ |
| | ૪ | ૦॥। | ૩ | | ૪૦૦ | ૦॥। | ૩૦૦ |
| | ૫ | ૦॥। | ૩॥। | | ૫૦૦ | ૦॥। | ૩૭૫ |
| | ૬ | ૦॥। | ૪॥ | | ૬૦૦ | ૦॥। | ૪૫૦ |
| | ૭ | ૦॥। | ૫। | | ૭૦૦ | ૦॥। | ૫૨૫ |
| | ૮ | ૦॥। | ૬ | | ૮૦૦ | ૦॥। | ૬૦૦ |
| | ૯ | ૦॥। | ૬॥। | | ૯૦૦ | ૦॥। | ૬૭૫ |
| | ૧૦ | ૦॥। | ૭॥ | | ૧૦૦૦ | ૦॥। | ૭૫૦ |
| સવા સવા લે | ૧+૧। =૧। | | | સવા સવા લે | ૧૦૦×૧। | | =૧૨૫ |
| | ૨ | ૧। | ૨॥ | | ૨૦૦ | ૧। | ૨૫૦ |
| | ૩ | ૧। | ૩॥। | | ૩૦૦ | ૧। | ૩૭૫ |
| | ૪ | ૧। | ૫ | | ૪૦૦ | ૧। | ૫૦૦ |
| | ૫ | ૧। | ૬। | | ૫૦૦ | ૧। | ૬૨૫ |
| | ૬ | ૧। | ૭॥ | | ૬૦૦ | ૧। | ૭૫૦ |
| | ૭ | ૧। | ૮॥। | | ૭૦૦ | ૧। | ૮૭૫ |
| | ૮ | ૧। | ૧૦ | | ૮૦૦ | ૧। | ૧૦૦૦ |
| | ૯ | ૧। | ૧૧। | | ૯૦૦ | ૧। | ૧૧૨૫ |
| | ૧૦ | ૧। | ૧૨॥ | | ૧૦૦૦ | ૧। | ૧૨૫૦ |

## નાણાંની ધાતનો ઉપયોગ.

### મનોયત્ન ૭.

૧) એક રૂપીઆના અડધા કેટલા? પાવલી કેટલી? બેઆની? આની? ઢબુ? પૈસા? અને પાઇ કેટલી?

૨) રૂપીઓ કોની કોની બરાબર છે?

૩) ૧૬ ઢબુ; ૫૨ પૈસા; ૩૨ બેઆની, ૧૧૨ આના; ૬૪ પાવલી
ની કિંમત કહો.

૪) તાંબાના સિક્કા ગણાવો. રૂપાના કયા કયા સિક્કા થાય છે?
સોનાના સિક્કાનું નામ શું ?

૫) એક રૂપીઆમાં બે પૈસા ઓછા છે ત્યારે કેટલા આના હશે ?

૬) પાવલામાંથી શું ખરચું તો ૯ પૈસા રહે?

૭) ૪ આનામાં કેટલા આના ઉમેરૂં તો રૂપીઓ થાય ?

૮) ૧ અડધો, ૧ પાવલી, ૧ બેઆની, ૧ આનો છે તેમાં કેટલા
પૈસા ઉમેરૂં તો રૂપીઓ થાય ?

૯) એક આનાની ૧૨ પાઇ તો ૪ આનાની કેટલી ? પાવલાની કેટલી ?
અડધાની કેટલી ?

૧૦) ૯, ૬, ૭ અને ૩ આનાની પાઈ કેટલી ? પૈસા કેટલા ?

૧૧) એક રૂપીઆના ૧૬ આના તો ૩ રૂપીઆના કેટલા આના ?

૧૨) ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮ અને ૯ રૂપીઆના આના કેટલા ?

૧૩) ૮ આનાની પાઇ કેટલી ? અડધા રૂપીઆની કેટલી પાઈ ?

૧૪) ૧૨ રૂપીઆના અડધા કેટલા ? પાવલી કેટલી ? બેઆની કેટલા ?

૧૫) ૧૮ આનાના પૈસા કેટલા ? ઢબુ કેટલા ? દોઢ પાઈ કેટલી ?

૧૬) પાંચ આના ને ત્રણ પૈસા; બે આના ને બે પૈસા, આઠ આના
ને એક પૈસાની પાઈ કેટલી ?

૧૭) ઢબુની ૧ પેનશીલ મળે તો ૧ા રૂપીઆની કેટલી મળે ?

૧૮) પાંચ રૂપીઆની બેઆનીમાં એક બેઆની ઓછી છે ત્યારે કેટલી
બેઆનીઓ હશે ?

૧૯) અડધા રૂપીઆમાંથી બે પૈસાના પાન, ૧ આનાની સોપારી,

છનુની પાપડી અને ૨ આનાના મમરા લીધા હવે મારી પાસે શું રહ્યું ?

૨૦) દુકાનદારને એક રૂપીઓ આપ્યો તેણે મને ૧ અડધો, ૧ આની ને ૩ પાઇ પાછી આપી ત્યારે મેં કેટલાનો સોદો લીધો હશે ?

૨૧) ૧૧૨, ૧૨૮, ૯૬, ૮૦, ૧૪૪, ૪૮, ૩૨ અને ૬૪ આનાના રૂપીઆ કેટલા ? અડધા કેટલા ?

૨૨) ૬૪, ૭૨, ૫૬, ૩૨, ૪૮, ૫૨, ૭૬, અને ૮૦ પાવલીના રૂપીઆ કેટલા ? અને અડધા કેટલા ?

૨૩) ૨૪, ૩૬, ૭૨, ૧૦૮, ૪૮, ૯૬, અને ૬૦ પાઇના આના કેટલા ? અને પૈસા કેટલા ?

૨૪) ૧૪૪ આનાના રૂપીઆ કેટલા આવે ? અડધા કેટલા આવે ?

૨૫) ૭૪, ૬૭, ૩૫, અને ૬૩ પૈસાના આના કેટલા ?

૨૬) રોજ પાવલી ખરચું તો ૫ રૂપીઆ કેટલા દિવસ ચાલે ?

૨૭) ૧૨ શેર કારેલાના ૪ આના બેસે તો ૧ શેરનું શું આપવું ?

૨૮) ૧૫, ૧૭, ૮, ૧૨, ૧૪, ૧૯, અને ૧૫ અડધાની પાવલી કેટલી ? બેઆની કેટલી ? રૂપીઆ કેટલા ?

૨૯) પાંચ બે આનીના પૈસા કેટલા ? અને અધેલા કેટલા ?

૩૦) ૧૨ અડધા, ૪ પાવલી, અને ૬૪ બેઆનીઓ આપું તો કેટલા રૂપીઆ મળે ?

૩૧) રોજ બે આના ખરચું તો ૧૬ દિવસ ચાલે એટલા રૂપીઆ છે ત્યારે કેટલા રૂપીઆ હશે ?

૩૨) એક આનાના ૧૭ બોરીઆં મળે તો અડધા રૂપીઆના કેટલા મળશે ? અને જો ૧૫૩ લેવાં હોય તો શું આપવું ?

૩૩) આઠ પાનની ૧ પાઇ બેસે તો ૫ પૈસાના કેટલાં પાન આવશે ? અને જો ૭૨ પાન લેવાં હોય તો શું આપવું ?

૩૪) બે આનાની ૧૦ કેરી મળે તો એક રૂપીઆની કેટલી આવશે ? અને જો ૪૦ કેરી લેવી હોય તો શું આપવું ?

૩૫) ૭ ગેણીના રૂપીઆ કેટલા ? ૧૩૫ રૂપીઆ હોય તો ગેણી કેટલી આવે ?

૩૬ બેઆનીના બોર વધારે મળે કે ૧૫ પૈસાના ?

૩૭) એક આનાની ૧૨ પેન મળે તો પાંચ પાઇની કેટલી આવે ? અને જો ૭ પેન લેવી હોય તો શું આપવું ?

૩૮) રૂપીઆના ૧૬ શેર વેગણ મળે તો ત્રણ આનાના કેટલાં આવશે ?

---

# પરચુરણ હિસાબ

## મનોયત્ન ૮.

૧) ૧૬૫ કેરીમાંથી ૧૯ બગડી ગઇ તો સારી કેટલી રહી ?

૨) ૧૫૭ રૂપીઆમાં ૨૯ રૂપીઆ ઉમેરીએ તો કેટલા રૂપીઆ થશે ?

૩) એક આનાવાળી ૧૧૨ ટિકીટ લીધી ને દશ રૂપીઆની નોટ આપી તો મને પાછું શું મળશે ?

૪) ૨૪માં કેટલા ઉમેરૂં તો ૭૨ થાય ?

૫) ૧૩૯ રૂપીઆમાંથી ગેણી લેતાં ૪ રૂપીઆ વધ્યા ત્યારે કેટલી ગેણી લીધી હશે ?

૬) ૧૨૪ રૂપીઆમાંથી ૧૫ રૂપીઆવાળી કેટલી ખુરસી આવે અને કેટલા રૂપીઆ વધે ?

૭) બે આનાની ૨૯ ટીકીટ મળે તો એક રૂપીઆની કેટલી ?

૮) એક બકરી દોઢ શેર દૂધ આપે તો તેવી ૬૭ બકરી કેટલું દૂધ આપશે ?

૯) એક ટોપીનો ૦ાા રૂપીઓ પડે તો ૭૯ ટોપીઓના કેટલા રૂપીઆ આપવા પડે ?

૧૦) દરેક છોકરાને ૦। શેર દૂધ આપતાં ૮૯ છોકરાને પાવાને માટે કેટલું દૂધ જોઇશે ?

૧૧) એક છોકરો અડધો લાડુ ખાય તો ૯૭ છોકરા કેટલા લાડુ ખાશે ? પંદરસો તે કેટલા હજાર ?

૧૨) ૨૬ શેરના નવટાંક કેટલા ? પાશેર કેટલા ?

૧૩) એક ગાય ૯ શેર દૂધ આપે તો તેવી ૨૫ ગાયો કેટલું દૂધ આપશે ? અઢી હજાર એટલે કેટલા સો !

૧૪) ૨૭ અડધાના રૂપીઆં કેટલા ? પાવલી કેટલી ?

૧૫) એક ટોપીના ૨ાા રૂપીઆ પડે તો ૯૬ ટોપીના કેટલા બેસે ?

૧૬) એક ઘડિઆળના ૨ાા રૂપીઆ બેસે તો એ લેખે ૭૫ ઘડિઆળનું શું બેસશે ?

૧૭) એક છત્રીના ૨ાા રૂપીઆ બેસે તો ૫૭ છત્રીનું શું આપવું ?

૧૮) એક ઘડિઆળના ૮ રૂપીઆ તો ૨૮ ઘડિઆળનું શું ?

૧૯) ૨૨ રૂપીઆનું એક ૧ મણ ઘી મળે તો ૨ાા મણનું શું ?

૨૦) એક ટિકીટમાં ૦ાા મણ ભાર લઇ જવાય તો ૧૭ ટિકિટમાં કેટલા શેર ભાર લઇ જવાય ?

૨૧) એક પૈસાવાળી ૯૬ ટિકીટ આપીને તેને બદલે ૦ાા આનાવાળી કેટલી ટિકીટ લેવી ?

૨૨) દશ દશ રૂપીઆવાળી ૨૭ નોટ, એક ગીની ને ૪ રૂપીઆ રોકડા છે ત્યારે બધું મળી કેટલા રૂપીઆ હશે ?

૨૩) એક રૂપીઆની ૨॥ શેર બદામ મળે છે, અને ૨॥ રૂપીઆની શેર એલચી મળે છે ત્યારે ૧૪ શેર એલચી આપીએ તો કેટલા શેર બદામ મળે ?

૨૪) આગગાડી એક કલાકમાં ૨૭ માઇલ ચાલે તો ૨૪૩ માઇલ જવાને કેટલા કલાક લાગશે ?

૨૫) દરેક છોકરાને ૦।, ૦। રૂપીઓ આપતાં ૨॥ રૂપીઆમાંથી કેટલા છોકરાને અપાશે ?

૨૬) સાડી સો અને દોઢસો આંકડામાં લખો

૨૭) પોણીસો અને પોણોસો આંકડામાં લખો

૨૮) ૧૪૫ આનામાંથી કેટલા રૂપીઓ આવે અને બાકી કેટલા આના રહે તે કહો. ૨૫૦ એટલે કેટલા હજાર ?

૨૯) એક ખુરસીના ૨॥ રૂપીઆ બેસે તો ૧૦૦ રૂપીઆમાંથી કેટલી ખુરસી આવશે ? ૦॥। હજાર એટલે કેટલા સો ?

૩૦) કેટલા દોઢે ૪૨ ? કેટલા પોણે ૪૨ ? કેટલા દૂ ૪૨ ?

૩૧) ૧૯૨ કેરીમાં ૨૪ કેરી ઉમેરીએ તો કેટલી કેરી થાય ?

૩૨) ૨૦૭ છોકરામાંથી ૨૩ જાય તો કેટલા રહે ?

૩૩) ૨૬૧ પેનો ૯ છોકરાને સરખે ભાગે આપતાં દરેકને કેટલી આવે ? સાડી બારસો એટલે કેટલા હજાર ?

૩૪) એક તાળાની કિંમત ૧॥ રૂપીઓ બેસે તો ૧૮ રૂપીઆમાંથી કેટલાં તાળાં આવશે ?

૩૫) ૨૮ રૂપીઆની ૧૧૨ સ્લેટ લીધી તો એ હિસાબે એક રૂપીઆની કેટલી સ્લેટ પડી ?

૩૬) એક શાલના ૭ રૂપીઆ પડે તો એ લેખે ૧૬૮ રૂપીઆમાંથી કેટલી શાલ આવશે ?

૩૭) ૭૫ રૂપીઆ ૫૦ છોકરાને વહેંચતાં દરેકને શું મળશે ?

૩૮) ૪૨ ગજ લાંબું દોરડું છે તેમાંથી ૧।।, ૧।। ગજના કકડા કરીએ તો કેટલા થાય?

૩૯) એક ટોપીના ૨।। રૂપીઆ લેખે ૧૨૦ રૂપીઆમાંથી કેટલી ટોપીઓ આવશે ?

૪૦) ૨।। મણ ઘીના ૫૫ રૂપીઆ પડે તો એક મણનું શું ?

૪૧) ૫૫ રૂપીઆમાં ૨।। મણ ઘી આવ્યું તો ૨૨ રૂપીઆમાં કેટલું આવશે?

૪૨) એક મજુર ૨।। મણ વજન ઉપાડે તો ૫૨।। મણ વજનને માટે કેટલા મજુર જોઈશે ?

૪૩) કેટલા છકે ૭૨ ? કેટલા ચોક ૭૨ ? કેટલા તરી ૭૨ ?

૪૪) કેટલા પોણે ૭૨ ? કેટલા દોઢે ૭૨ ?

૪૫) જો દરેક માણસને ત્રણ ત્રણ રૂપીઆ આપું તો ૯૬ રૂપીઆ-માંથી કેટલા માણસને અપાશે ? જો ચાર ચાર; બબ્બે; છ છ; આઠ આઠ; બાર બાર; સોળ સોળ; અને ચોવીસ ચોવીસ રૂપીઆ આપું તો કેટલા માણસને અપાય ?

૪૬) ૪૮ છોકરામાંથી બાર બારની ૪ હાર કરવાને બદલે ત્રણ ત્રણની, છ છની, આઠ આઠની, સોળ સોળની અને ચોવીસ ચોવીસની કેટલી હાર કરવી ?

૪૭) ૯૫ રૂપીઆમાંથી પાંચ રૂપીઆવાળી કેટલી નોટ આવશે ?

૪૮) મારા ઘરમાં ૩૫ શેર ઘઉં છે જો મારે તે ૨૮ દિવસ ચલાવવા હોય તો દરરોજ કેટલા વાપરવા ?

૪૯) પંદરે દાન દોઢસો એમ કયા કયા પલાખામાં દોઢસો આવશે

૫૦) ૨૯ માણુસ ૧૪૫ મણુ ભાર ઉપાડે તો ૨ માણુસ કેટલો ભાર ઉપાડશે ?

૫૧) ૪૫ શેરના ૧૫ આના તો ૧ આનાનું કેટલું ?

૫૨) ૭ાા મણુના ૩૦ રૂપીઆ તો ૨૮ મણુનું શું ?

૫૩) ૨૧ આનાનું ૭ શેર તો સવા પાંચ રૂપીઆનું કેટલું ?

૫૪) ૮ માણુસ જમાડતાં રૂ. ૫ ખર્ચ થાય તો રૂ ૮૦માં કેટલાં માણુસ જમશે ?

૫૫) ૧૨ માણુસ રૂ. ૧૮ કમાય તો ૨૩ માણુસ શું કમાય ?

૫૬) ૧૫ાાા કલાકમાં ૬૩ માઇલ જવાય તો ૪૨ માઇલ જવાને કેટલો વખત લાગે ?

૫૭) રૂ. ૩૫૦ નું ૩૫ મણુ તો ૧૮ મણુનું શું ?

૫૮) ૨ આનાનું ૨ાા શેર તો રૂ. ૧ નું કેટલું ?

૫૯) ૨૧૬ રૂપીઆ ૮ માસ ચાલે તો ૭ માસમાં કેટલા રૂપીઆ જોઇએ?

૬૦) ૨૦ કનકવાનો રૂ. ૧ા તો ૩૫ કનકવાનું શું ?

૬૧) ૫ રૂપીએ મણુની ૧૫ મણુ સાકરને બદલે ૩ રૂપીએ મણુની કેટલી રાબ લેવી ?

૬૨) ૪ પૈસાના બોર લીધાં, ૭ પૈસા મારા ભાઇએ આપ્યા ત્યારે મારી પાસે ૧૦ પૈસા થયા તો પહેલાં કેટલા પૈસા હશે ?

૬૩) પૈસાના ૮ લેખે મેં કેટલાક પૈસાના જમરૂખ લીધાં અને તે બધા પૈસાના ૭ લેખે વેચી નાખ્યાં જેથી મને ૧૬ પૈસા ઉપજ્યા ત્યારે મેં કેટલા પૈસાના જમરૂખ લીધાં હશે ?



# "મુખગણિત શિક્ષક" ના સર્ટિફિકેટમાંનું આ એકજ વાંચો.

## શ્રીયુત દામુભાઈ દાહ્યાભાઈ મહેતા.

એમ. એ. એલ. એલ બી.

## વડોદરા રાજ્યના ન્યાયાધીશ સાહેબ.

તા ૨૫-૫-૧૪ના પત્રમાં લખે છે કે—

"મુખગણિતનો વિષય દરરોજના વ્યવહારમાં ઘણો ઉપયોગી છે છતાં વિષયની અગત્યતાના પ્રમાણમાં તે શિખવવા કે શિખવા ઉપર પુરતું લક્ષ અપાતું નથી એવું ઘણીવાર જોવામાં આવે છે. અમુક કુંચી કેવી રીતે કાઢી છે તે સમજ આપ્યા વગર કુંચી મ્હોડે કરાવી દાખલા ગણાવવાની પદ્ધતિથી બાળક તેવાજ પ્રકારના બીજા દાખલા ગણી શકતા નથી. કુંચી કેવી રીતે મ્હાવવામાં આવી છે તેની સમજ આપી પ્રત્યેક પ્રકરણના આરંભમાં થોડા દાખલા ગણી બતાવ્યા છે તેથી આ લઘુ પોથી વિશેષ ઉપયોગી થઇ પડવાનો સંભવ છે

આ પદ્ધતિથી બાળકના મન ઉપર દૃઢ છાપ પડવાની સાથે તેની બુદ્ધિ ખીલે છે ને મ્હોડાની હિસાબ ગણવાનો ઉત્સાહ વધે છે.

ઘણો આધાર શિક્ષકના ઉપર છે, તેમ આ પુસ્તક વિશેષ મદદગાર થશે, છતાં સાધારણ વિદ્યાર્થી પણ તેમાંની રીત સમજ્યા પછી પોતાની મેળે મનોયત્નમાંના દાખલા છોડવી શકશે

પોતાના બાળકની કેળવણીમાં હિત ધરાવનાર માબાપ પણ આ પુસ્તકને ધોરણે આ અગત્યનો વિષય ઘેર શિખવી શકે એમ છે.

એકદર જોતાં આ વિષય સંબંધી આવી પોથીની જરૂર હતી તે તમે પુરી પાડી છે. પુસ્તકની કિંમત પણ કમી રાખવામાં ઠીક કર્યું છે.

આ પુસ્તકની યોજના કરવામાં તથા કઠણ વિષયને સરળ બનાવવામાં તમે જે શ્રમ લીધો છે તેનો સારો બદલો તમને મળશે એવી આશા છે."